

મારી મમ્મીને અનુવાદ કરતી જોઈ મને પણ અનુવાદ કરવાનું મન થયું. વાર્તાની ચોપડીઓ જોતાં મને લાગ્યું કે હું પણ અનુવાદ કરી શકીશ અને મેં કાગળ પેન હાથમાં લઈ લીધાં.

હું અગિયાર વર્ષનો છું. હું શાળાએ ક્યારેય ગયો નથી. મારી મેળે ઘેર જ અભ્યાસ કરું છું. મને જુદી જુદી ભાષાઓ શીખવાનું ગમે છે. ઉડિયા, બંગાળી અને પંજાબીનો કક્કો શીખવાનું શરૂ કર્યું છે!

સર્જનાત્મક પ્રવૃત્તિ અને વિજ્ઞાનના પ્રયોગો કરવાનું મને ગમે છે. તબલા, હારમોનીયમ, સ્કેટિંગ, સ્વીમીંગ વગેરે શીખું છું. જંગલમાં ભ્રમણ કરવું ગમે છે.

ક્રિકેટ, બેડમીંટન, ટેબલટેનીસ, ચેસ, કેરમ વગેરે રમતોમાં મને મઝા પડે છે.

હું એક હસ્તલિખિત બાળ સામયિક "ફૂલઝર"નું સંપાદન પણ કરું છું — જે મારા ૭૦ દોસ્તો સુધી પહોંચે છે.

ગૂજરાત વિદ્યાપીઠના બાળ પુસ્તકાલયના સભ્ય થયા પછી મને ત્યાંથી અમારી પાસે ન હોય તેવા પુસ્તકો લાવીને વાંચવાની ખૂબ મઝા પડે છે. લાયબ્રેરીમાં અમારે લાયક જુદા જુદા વિષયના અનેક પુસ્તકો છે. લાયબ્રેરીના કબાટ જોતાં મને થાય છે કે આ બધા પુસ્તકો હું ક્યારે વાંચી રહીશ?

મારું સરનામું છે :

૯-૯-૯૯

રુચિર,
જીવનતીર્થ, જૂના કોબા,
ગાંધીનગર-૩૮૨ ૦૦૯

હાલ મેં નીચેની ચાર ચોપડીઓનો અનુવાદ કર્યો છે :
છુપાયેલું રહસ્ય, સ્વાર્થી રાક્ષસ, મીશ્કાની થૂલી અને બિલાડીઓની જાન.

# મીશ્કાની થૂલી

## નિકોલાઈ નોસોવ

રજૂઆત : નરેશ બેદી ૦ અનુવાદ : રુચિર



શિશુ મિલાપ - વડોદરા

આ ચોપડીનું હિન્દીમાં પ્રકાશન ભારત જ્ઞાન વિજ્ઞાન સમિતિ દ્વારા 'રાષ્ટ્રીય સાક્ષરતા મિશન'ના સહયોગથી થયેલું.

'જન વાચન આંદોલન' હેઠળ પ્રકાશિત આ ચોપડીઓનો હેતુ ગામડાંના લોકો અને બાળકોમાં વાંચવા-લખવામાં રસ પેદા કરવાનો છે.

મીશ્કાની થૂલીઃ નિકોલાઈ નોસોવ

**Miskani Thuli: Nikolai Nosov**

રજૂઆત : નરેશ બેદી

અનુવાદ : રુચિર



પુસ્તકમાળાના સંપાદક : અરવિન્દ ગુપ્તા

કાર્યકારી સંપાદક : સંજય કુમાર

રેખાંકન : શરદ

લેસર ગ્રાફિક્સ : અક્ષર નિર્માણ, અમદાવાદ

મુદ્રક : હિંગળાજ પ્રિન્ટર્સ, અમદાવાદ

પ્રકાશન : સપ્ટેમ્બર ૧૯૯૯

કિંમત : ૫.૦૦ રૂપિયા

પ્રકાશક :

શિશુ મિલાપ,

૧ શ્રી હરી એપાર્ટમેન્ટ,

એક્સપ્રેસ હોટલ પાછળ,

અલકાપુરી, વડોદરા- ૩૯૦૦૦૭

ફોન : ૦૩૬૫-૩૪૨૫૩૯

# મીશ્કાની થૂલી



નિકોલાઈ નોસોવ

રજૂઆત ० નરેશ બેદી : અનુવાદ ० રુચિર

# મીશ્કાની થૂલી

છેલ્લા ઉનાળામાં હું મારી મા સાથે ગામડામાં રહેતો હતો. ત્યારે મીશ્કા પણ અમારે ત્યાં રહેવા આવ્યો. હું એકલો હતો, એ આવ્યો એટલે મને બહુ આનંદ થયો. મા પણ બહુ ખુશ થઇ બોલી, "તું અહીં આવ્યો તે મને બહુ ગમ્યું. તમે બંને હવે અહીં સાથે જ રહેજો, તમને બંનેને એકબીજાની સાથે ખૂબ મઝા આવશે. મારે કાલે સવારે શહેરમાં જવું પડશે. ખબર નથી, ક્યારે પાછા અવાશે. તમે બંને સારી રીતે રહેશોને?"

"કેમ નહિ?" મેં કહ્યું , "શું અમે નાનાં બાળકો છીએ?"

"તમારો નાસ્તો તમારે જ બનાવવો પડશે. થૂલી બનાવતાં આવડે છે?"

"મને આવડે છે." મીશ્કાએ કહ્યું , "એનાથી સહેલું બીજું શું છે?"

મેં કહ્યું, "મીશ્કા, તું સાચું કહે છે ને! તેં ક્યારેય થૂલી બનાવી છે?"

"ચિંતા ન કરીશ મારી મા કેવી રીતે થૂલી બનાવે છે તે મેં જોયું છે. તું મારો વિશ્વાસ કર. હું તને ભૂખ્યો નહિ મારું. હું એવી થૂલી બનાવીશ કે તેં જીંદગીમાં ક્યારેય નહિ ખાધી હોય."





સવારે માએ ચા સાથે ખાવા માટે રોટલી અને મુરબ્બાની બરણી અમને સોંપી દીધી - થૂલીનો ડબ્બો ક્યાં છે અને થૂલી કેવી રીતે બનાવવી તે પણ કહી દીધું. પણ મેં એની વાત સાંભળી નહિ. મને થયું મીશ્કાને બનાવતા આવડે છે તો પછી હું શા માટે ચિંતા કરૂં?

પછી તો મા ગઇ. મેં અને મીશ્કાએ નદીએ જઇ માછલીઓ પકડવાનું વિચાર્યું. અને બંનેએ પોતપોતાના માછલી પકડવાના કાંટા લીધા અને માછલીને ખાવા આપવા માટે જમીનમાંથી થોડા અળસિયા કાઢી લીધા.

મેં કહ્યું, "પણ એ તો કહે આપણે માછલી પકડવા જતા રહીશું તો થૂલી કોણ બનાવશે?"

"બનાવવાની ઝંઝટમાં કોણ પડે?" મીશ્કાએ કહ્યું, "એ ફોગટની માથાકૂટ છે, આપણે રોટલી અને મુરબ્બો ખાઇ લઇશું. રોટલી ઘણીબધી છે. ભૂખ લાગશે ત્યારે થૂલી બનાવી લઇશું."



અમે રોટલી અને મુરબ્બો લઈને નદીએ જવા નીકળ્યા. પહેલાં તો અમે બહુ તર્યા અને પછી કિનારે આવીને રેતી પર પડ્યા પડ્યા રોટલી અને મુરબ્બો ખાધા. પછી અમે માછલી પકડવા બેઠા. બસ મુશ્કેલીથી દસ બાર માછલીઓ અમને મળી હશે. અમે લગભગ આખો દિવસ નદી ઉપર જ પસાર કર્યો. સાંજ પડે અમને એવી ભૂખ લાગી કે પેટપૂજા કરવા અમે ઘેર ભાગ્યા.



મેં કહ્યું "મીશ્કા, રસોઈયો તો તું જ છે, કહે શું બનશે?"

મીશ્કાએ કહ્યું, "ચાલો, થૂલી જ બનાવી લઈએ, એજ સૌથી સહેલી છે." મેં કહ્યું,"બરાબર."

અમે ચૂલો સળગાવ્યો. મીશ્કા થૂલી અને તપેલી લઈ આવ્યો.

"જો બનાવે જ છે, તો ઓછી ન બનાવતો. હું તો મરવા ભૂખે પડ્યો છું!"



એણે લગભગ હાંડલીના કાંઠા સુધી થૂલી લીધી પછી તેની છેક ધાર સુધી પાણી ભર્યું.

મેં કહ્યું, "પાણી વધારે તો નથી ને?"

"ના, મારી મા એવી રીતે જ બનાવે છે. તું ચૂલાનું ધ્યાન રાખ અને રાંધવાનું માર પર છોડી દે."

એટલે હું ચૂલો સંભાળવામાં પડ્યો અને મીશ્કા થૂલી બનાવવા લાગ્યો. એટલે કે તપેલી સામે જોતા જોતા ચૂલા પાસે બેસી રહ્યો, કારણ કે થૂલી તો એની મેળે રંધાતી હતી.

થોડીવારમાં તો અંધારુ થઇ ગયું અને અમારે ફાનસ કરવું પડ્યું. થૂલી બનતી હતી. અચાનક મારી નજર તેના પર પડી. મેં જોયું તો હાંડલીનું ઢાંકણ ઉંચુ નીચું થતું હતું, ને થૂલી ઉભરાતી હતી.

મે બૂમ પાડી, "ઓ મીશ્કા, જો તો ખરો, થૂલીને શું થાય છે?"

"કેમ, શું થાય છે?" "અરે! એ તો ઉભરાય છે."



મીશ્કાએ ઝડપથી ચમચો લીધો અને ઉભરાયેલી થૂલી હાંડલીમાં પાછી નાંખવા માંડ્યો. એ એ જ કામ કરતો રહ્યો પણ થૂલીતો ફુલતી ગઈ અને ઉભરાતી ગઈ.

"ખબર નથી પડતી શું થાય છે, કદાચ બની ગઈ હશે." મેં ચમચી લઈને જરાક થૂલી ચાખી પણ એ હજુ કઠણ અને કાચી હતી.

"ખબર નથી, મેં તો ઘણું પાણી નાંખ્યું હતું." મીશ્કાએ કહ્યું, " હાંડલીમાં કાણું તો નથી ને?" અમે હાંડલીને ઉપાડીને ચારે તરફ જોઈ પણ તેમાં કાણાંનું નામ નિશાન ન હતું.



"પાણી ઉડી ગયું હશે, આપણે પાણી નાંખવું પડશે, "મીશ્કાએ કહ્યું.

પહેલાં એણે હાંડલીમાંથી થોડી થૂલી થાળીમાં કાઢી લીધી. પાણીની જગ્યા કરવા માટે એણે ખાસ્સી થૂલી કાઢી લેવી પડી. પાણી રેડી ફરીથી હાંડલીને ચૂલા પર મૂકી. થૂલી બનવા માંડી પણ થોડીવારમાં પાછી ઉભરાવા માંડી.

"અરે, આ શું?'' મીશ્કાએ કહ્યું, "આ હાંડલીમાં કેમ ટકતી નથી?"

એણે ચમચો ઉપાડ્યો અને ઝડપથી થોડી થૂલી કાઢી લીધી અને પાછું એક પ્યાલો પાણી ઉમેર્યું.

"જો'' એણે કહ્યું," તું કહેતો હતો કે પાણી વધારે તો નથી ને?"

થૂલી બનવા માંડી, માનો કે ન માનો પણ થોડી વારમાં પાછું ઢાંકણ ઊંચું નીચું થવા માંડ્યું અને થૂલી બહાર નીકળવા લાગી. મેં કહ્યું, "આમાં થૂલી વધારે નંખાઈ ગઈ હશે. વાત એમ છે કે બનતા બનતા તે ફૂલી જાય છે. તપેલીમાં તેના માટે જગ્યા નથી.

"એવું જ લાગે છે, "મીશ્કાએ કહ્યું, " બધી તારી જ ભૂલ છે. તેં જ મને વધારે થૂલી લેવાનું કહ્યું હતું, ભૂખનો માર્યા તું જ મરવા પડ્યો હતો, યાદ છે ને?"

"મને શી ખબર કે કેટલી થૂલી લઇએ? બનાવતાં તો તને જ આવડે છે ને?"

"હા, આવડે છે. જો તેં ડહાપણ ન કર્યું હોત તો ક્યારનીયે થૂલી બની ગઇ હોત."

"ઠીક ત્યારે, બનાવ. હવે હું કાંઇ નહી બોલું. "હું ગુસ્સે થઈને જતો રહ્યો અને મીશ્કા થૂલી બનાવતો રહ્યો. એટલે કે એ થૂલી થાળીમાં કાઢતો જ રહ્યો, કાઢતો જ રહ્યો અને પાણી રેડતો રહ્યો.

થોડી જ વારમાં ટેબલ પર અધકચરી થૂલીની થાળીઓ દેખાવા લાગી અને દર વખતે તે એમાં પાણી રેડતો જ રહ્યો."



આખરે મારી ધીરજ ખૂટી ગઈ. "તું સરખી રીતે નથી બનાવતો. આ ઝડપે તો થૂલી સવાર સુધીમાંય તૈયાર નહીં થાય."



"ભલે, મોટી મોટી હોટલોમાં પણ આ રીતે જ બનાવાય છે, તને એ વાતની ખબર નથીને? ત્યાં બધું રાત્રે જ બનાવાય છે, તેથી સવારે બધું તૈયાર મળે."

"હોટલો માટે એમ કરવું બરાબર છે, કારણ એમને કશાની ઉતાવળ નથી હોતી, તેમની પાસે તો ઘણું બધું ખાવાનું હોય છે."

"આપણે ય શું ઉતાવળ છે?"

"નથી કેમ?હું ભૂખે મરી જાઉ છું. અને ઉંઘ પણ આવે છે. જો તો ખરો, કેટલું બધું અંધારૂં થઈ ગયું છે."

હાંડલીમાં વધુ એક ગ્લાસ પાણી ઠપકારતાં તેણે કહ્યું, "પહેલાં એકવાર થૂલી બની જવા દે, પછી સૂવાનું જ છે ને?

અચાનક મારા ધ્યાનમાં આવ્યું કે ભૂલ શું છે. "જો ઠડું પાણી જ રેડ્યા કરીશું તો થૂલી કેવી રીતે બનશે?"

"લો, તારા હિસાબે થૂલી પાણી વગર જ બને છે એમ ને ?"

" ના. હાંડલીમાં હજુ પણ થૂલી વધારે છે એવું મને લાગે છે." મેં હાંડલી ઉતારી પછી એમાંથી અડધી થૂલી કાઢી અને મીશ્કાને તેમાં પાણી ભરી દેવાનું કહ્યું.તેણે મોટો લોટો લીધો અને ડોલ પાસે ગયો!

"માર્યા, "તેણે કહ્યું, "પાણી તો ખલાસ થઈ ગયું."



"હવે શું કરીશું? બહાર તો એકદમ અંધારૂં છે. આપણે કૂવા સુધી કેવી રીતે જઇશું?"

"બકવાસ! હું ચપટી વગાડતામાં થોડું પાણી લઇ આવું છું."

મીશ્કાએ માચીસ લીધી. ડોલને દોરડું બાંધ્યું અને કૂવે ગયો. થોડીવારમાં જ તે પાછો આવ્યો.

"પાણી ક્યાં છે?" મે પૂછ્યું.

"પાણી? ત્યાં કૂવામાં."

"બકબક ના કર. ડોલ ક્યાં ગઇ?"

"ડોલ? એ ય કૂવામાં."

"કૂવામાં?"

"હા, એમ જ."

"એટલે કે ડોલ કૂવામાં પડી ગઇ?"

"હા બરાબર."



"ગધેડો નહીં તો! આવી રીતે તો આપણે ભૂખ્યા મરી જવાના. હવે આપણે પાણી કેવી રીતે લાવીશું."

"આપણે કીટલીમાં પાણી લાવીશું."

મેં કીટલી ઉપાડી, "લાવ દોરડું આપ"

"મારી પાસે નથી."

"ક્યાં છે?"

"ત્યાં જ એની પાસે."

"શેની પાસે."

"કૂવાની."

"તો, તેં ડોલ સાથે દોરડું પણ પાડી દીધું?"

"સા...ચ્ચી...વા...ત..."

અમે બીજું દોરડું શોધવા માંડ્યું પણ ના મળ્યું.

"હું પાડોશી પાસેથી માંગી લાવું." મીશ્કાએ કહ્યું

"ના, ન લવાય, જરા ઘડિયાળમાં તો જો. બધા ક્યારનાય સૂઇ ગયા હશે."

અધૂરામાં પૂરી મને એ વખતે જ ખૂબ જ તરસ લાગી,તરસથી મારો જીવ જવા લાગ્યો.

મીશ્કાએ કહ્યું, "એવું જ થાય, પાણી ન હોય ત્યારે જ બહુ તરસ લાગે. રણમાં પણ બધાને એટલે જ બહુ તરસ લાગે છે. કારણ કે ત્યાં પાણી નથી હોતું."

"રણની વાત છોડે ને! જરા ક્યાંકથી દોરડું શોધી લાવ." મેં કહ્યું, "દોરડું ક્યાંથી લાવું, બધી જગ્યાએ શોધી લીધું. સાંભળ માછલી પકડવાના કાંટાની દોરી શા માટે ઉપયોગમાં ન લેવી?"

"એ એટલી મજબૂત છે?"

"મારા ખ્યાલથી તો છે?"

"અને નહિ હોય તો ?"

"નહીં હોય તો તૂટી જશે."

અમે દોરી છોડી અને તેમાં કીટલી બાંધી કૂવે ગયા. મેં કીટલી કૂવામાં નાખી અને પાણી ભર્યું. દોરી તણાયેલી લાગી-વાયોલિનના તારની જેમ.

મેં કહ્યું,"જોઈ લે જે તૂટી જશે."

" જો આપણે તેને ધીરજ અને હોશિયારીથી ખેચીશું તો નહીં તૂટે."

મેં બરાબરા સાવધાનીથી ખેંચવી શરૂ કરી. હજુ તો પાણીમાંથી બહાર જ નીકળી અને છપાક્ અવાજ આવ્યો. દોરીમાંથી કીટલી તૂટીને કૂવામાં પડી. "તૂટી ગઇ કે શું ?" મીશ્કાએ પૂછ્યું.



"હવે આપણે પાણી શેમાં ભરીશું?

"ચાલો પાણી ઉકાળવાના મોટા વાસણ માં ભરવાની કોશિશ કરીએ." મીશ્કાએ કહ્યું.

"ના એના કરતાં તો એને કૂવામાં નાખી દઈએ એ જ વધારે સારું . પાછી દોરી નથી."

"ભલે તો હાંડલી લઇ લે."

"અમારી પાસે ફેંકવા માટે હાંડલીઓ નથી." મેં કહ્યું.

"ભલે તો ગ્લાસમાં જ ભરવાની કોશિશ કરીએ."

" તો શું તું આખી રાત ગ્લાસે ગ્લાસે પાણી ખેચાવામાં જ કાઢવા માંગે છે ?"

" પણ આપણે બીજું કરી પણ શું શકીએ ? આપણે થૂલી રાંધવાનું પુરું કરવાનું છે ને! અને મને તરસ પણ બહુ લાગી છે."

" ચાલો લોટામાં ભરવાનો પ્રયત્ન કરીએ. " મેં કહ્યું. " તે ગ્લાસ કરતાં તો કંઈક મોટો છે."

અમે ઘરે ગયા અને દોરીને લોટા સાથે એવી રીતે બાંધી કે તે ઉથલી ન પડે. પછી અમે કૂવા પર આવ્યા. અમે ધરાઇ ને પાણી પીધું. ત્યાં મીશ્કાએ કહ્યું ." આમ જ થાય છે. જ્યારે તરસ લાગે ત્યારે એમ થાય કે આખા સમુદ્રનું પાણી પી જવાશે. પણ જ્યારે પાણી પીવાનું શરૂ કરીએ ત્યારે એક લોટો તો બહુ થઈ ગયું કારણ એમ કે માણસ સ્વભાવે લાલચુ હોય છે."

" બક બક બંધ કર. અને હાંડલી અહીં લાવ. કૂવામાંથી પાણી કાઢી તેમાં રેડી દઈએ એટલે વારવાંર અહીં લગી આવવાની ઝંઝટ નહીં."

મીશ્કા હાંડલી લઇ આવ્યો અને કૂવાની પાળીના છેડે મૂકી.મારી કોણીથી એ પડતાં પડતાં બચી.

"ગધેડા !" મેં કહ્યું, "એને મારી કોણીની એકદમ નીચે મૂકવાની શું જરૂર હતી? એને હાથમાં લઈને કૂવાથી જેટલે દૂર ઊભા રહેવાય એટલે દૂર ઊભો રહે, નહિતર એનેય તું કૂવામાં નાંખીશ."

મીશ્કાએ હાંડલી ઉપાડી લીધી અને કૂવાથી દૂર જતો રહ્યો. મેં તેને ભરી દીધી અને અમે ઘરે આવ્યા. ત્યાં સુધી થૂલી એકદમ ઠંડી થઈ ગએલી અને ચુલો બુઝાઈ ગયો હતો. અમે તેને ફરી સળગાવ્યો અને હાંડલી ચૂલા પર મૂકી. ઘણીવાર પછી એણે ઉકળવાનું શરૂ કર્યું. પછી ધીરે ધીરે તે જાડી થઈ ગઈ અને ફચ ફચ થવા લાગી.

"સાંભળે છે?" મીશ્કાએ કહ્યું, "બસ થોડી જ વાર રાહ જો. પછી એવી થૂલી મળશે કે ન પૂછો વાત!"

મેં ચમચી લઈને થોડી થૂલી ચાખી. તેનો એવો ખરાબ સ્વાદ હતો કે પૂછો જ નહિ. એમાં દૂણાવાની વાસ આવતી હતી, અને એનો સ્વાદ કડવો થઈ ગયો હતો. અમે મીઠું નાંખાવાનુંય ભૂલી ગયા હતા.



મીશ્કાએ પણ ચાખી અને તરત થૂંકી દીધી. "આને ખાવી એવા કરતાં ભૂખ્યા મરવું સારૂં."

"આને ખાઇશ તો તું ખરેખર મરી જઇશ." મેં કહ્યું.

"પણ આપણે કરીશું શું?"

"મને શી ખબર?"

"આપણે ગધેડા છીએ." મીશ્કાએ કહ્યું, "માછલીઓ તો આપણને યાદ જ ન આવી."



"આટલી રાતે આપણે માછલી રાંધવામાં નહિ પડીએ, થોડીવારમાં જ સવાર થવાની છે."

"આપણે તેને બાફીશું થોડા? આપણે તો તળી લઇશું. પાંચ મિનિટમાં તો તૈયાર થઇ જશે. જો જે તો ખરો." "ચાલો ઠીક છે." મેં કહ્યું.



"પરંતુ તેમાં થૂલી જેટલી જ વાર લાગે તો હું થાકી જવાનો." "પાંચ મિનિટમાં જ તૈયાર થઇ જશે. તું જોઇ લેજે."

મીશ્કાએ માછલીઓ સાફ કરીને કઢાઇમાં નાખી. થોડીવારમાં જ કઢાઇ ગરમ થઇ ગઇ અને માછલીઓ તેમાં ચોંટી ગઇ. માછલીઓને ખેંચીને કાઢવાની કોશિશ કરતાં તેમની ચટણી બની ગઇ!

મેં કહ્યું, "તેલ વગર ક્યારેય કોઈએ માછલીઓ તળી છે?"

મીશ્કાએ તેલની બોટલ ઉપાડી કઢાઇમાં તેલ ઠાલવીને સીધી ચૂલા પર મૂકી, જેથી મીછલીઓ જલ્દી તૈયાર થઇ જાય. તેલ ગરમ થઇને તડતડ થવા માંડ્યું અને અચાનક તેમાં આગ લાગી. મીશ્કાએ તરત કઢાઇ ઉપાડી લીધી. તેના પર પાણી નાંખવું હતું, પણ ઘરમાં એક ટીંપુય પાણી નહોતું. એટલે જ્યાં સુધી બધું તેલ ખલાસ ન થયું ત્યાં સુધી બધું સળગતું રહ્યું. ઓરડો ધૂમાડાથી ભરાઇ ગયો અને માછલીઓના બદલે થોડા કોલસા જ વધેલા.

"તો?" મીશ્કાએ કહ્યું, "હવે શું તળીએ?"

"જી ના, હવે કાંઇ નહિ તળાય. સારા ખાવાને ખરાબ કરવા ઉપરાંત તું આ ઘરને પણ ફૂંકી મારીશ.

આજના દિવસ પૂરતું તો તેં ઘણું બધું ખાવાનું બનાવ્યું!"

"પણ આપણે ખાઇશું શું.?"

અમે ભરડેલી કાચી થૂલી ખાવાની કોશિશ કરી પણ એમાં કાંઇ મઝા ન આવી.

અમે કાચી ડુંગળી ખાવાની કોશિશ કરી પણ એ કડવી લાગી. અમે તેલ ખાઇને જોયું પણ ઉલટી જેવું થવા લાગ્યું. આખરે અમને મુરબ્બાની બરણી મળી ગઈ અને અમે એને સફાચટ કરી નાંખી. પછી જઇને સૂઇ ગયા.

ત્યાં સુધીમાં ઘણી રાત વીતી ચૂકી હતી. સવારે અમે ભૂખ્યાડાંસ ઉઠ્યા. મીશ્કા હજી થૂલી બનાવવા માંગતો હતો, પણ મેં જ્યારે એને થૂલી કાઢતા જોયો ત્યારે તો હું ધ્રુજી જ ઉઠ્યો.

"ખબરદાર જો થૂલીને અડ્યો છે તો," મેં કહ્યું, "હું આપણા મકાનમાલિક નતાશા માસીને જઈને કહું છું કે આપણને થૂલી બનાવી આપે."

અમે નતાશામાસી પાસે જઈને આખી વાત સંભળાવી, અને જો તેઓ અમને થૂલી બનાવી આપે તો અમે તેમનો આખો બગીચો સાફ કરી આપીશું એવો અમે વાયદો કર્યો. તેમને અમારા ઉપર દયા આવી. અમને દૂધ અને સમોસા નાસ્તામાં આપ્યા, અને થૂલી બનાવવા મૂકી. અમે તો નાસ્તા પર તૂટી જ પડ્યા. નતાશામાસીનો દિકરો વોલ્ફ ફાટી આંખે અમને જોતો જ રહી ગયો.

આખરે અમારૂં પેટ ભરાયું. નતાશામાસીએ અમને કાંટો અને દોરી આપ્યા. કૂવામાંથી ડોલ અને કીટલી કાઢવા ગયા. અમને કાઢતાં ઘણી વાર લાગી પણ આખરે બધી વસ્તુ મળી ગઈ. પછી મીશ્કા, વોલ્ફ અને મેં મળીને નતાશા માસીના બગીચામાં નિંદામણ અને સફાઈ કરી.



મીશ્કાએ કહ્યું, "નિંદાવામાં શું? નિંદામણ તો બધા જ કાઢી શકે. કમ સે કમ થૂલી બનાવવા કરતાં તો આ કામ સહેલું જ છે."



## મીનળ માશીની મજાની વાત

અમે જ્યારે નાનાં હતાં અને વેકેશનમાં બહુ બધાં સાથે રમતાં, ત્યારે નાનકડી સગડીમાં થોડાક કોલસા લાવી, છાનામાના તપેલીમાં દાળ-ચોખા ઓરી ખીચડી બનાવી, અને પછી જેવી પણ ખીચડી થાય તેવી ટેસથી ખાતાં.

- મીનળ જે. શેઠ

('ફૂલઝર'માંથી સાભાર)

બાલ દોસ્તો ! મીનળ માશીની જેમ કે પછી આપણા દોસ્ત મીશ્કાની જેમ તમે પણ 'સ્વયંપાક'નો અનુભવ કર્યો જ હશે. ન કર્યો હોય તો તમારી મમ્મીને પટાવી - ફોસલાવીને પણ, દાળ-ચોખા કે થોડો લોટ - શાક લઈ બધા મળીને રસોઈ બનાવી ઉજાણી કરજો. તમને કેવી મઝા આવી તે અમને લખશોને?

- શિશુ મિલાપ